# સ્ત્રી-ભ્રૂણ હત્યા

## કારણો અને નિવારક ઉપાયો

: લેખક :
ડૉ. મુહમ્મદ રઝિયુલ ઇસ્લામ નદવી

-: અનુવાદક :-
ઉસ્માનખાન પઠાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

## પ્રસ્તાવના

સ્ત્રી -ભ્રૂણ હત્યા વર્તમાન યુગની ગંભીર સમસ્યાઓ પૈકીની એક છે. આ સમસ્યા આપણા દેશને જ નહીં બલ્કે સમગ્ર વિશ્વને સતાવી રહી છે. આના પરિણામે માનવ જીવોનું સંતુલન વણસી રહ્યું છે અને કુમારોની સંખ્યામાં વધારો અને કન્યાઓની સંખ્યામાં ઘટાડો થઈ રહ્યો છે. આ બદીની ભવિષ્યમાં સમાજ ઉપર કેટલી ભયંકર અસરો પેદા થશે તેના વિચાર માત્રથી સમાજ સુધારકો ચિંતિત છે. સરકારી સ્તરે આ બદીના નિવારણ માટેના ઉપાયો અંગે વિચારણા થઈ રહી છે, કડક કાયદાઓ ઘડવામાં આવી રહ્યાં છે, અને આ અપરાધ આચરનારાઓને સજા પણ ફટકારવામાં આવી રહી છે, પરંતુ આ બદીનો અંત આવતો જણાતો નથી.

જ્યારે ઇસ્લામનું આગમન થયું ત્યારે પણ આ બદી એક વિશિષ્ટ સ્વરૂપે પાંગરી રહી હતી. લોકો બાળકીઓને જન્મતા વેંત જ જમીનમાં દાટી દેતા હતા. ઇસ્લામે આ કૃત્યને વખોડી કાઢ્યું, લોકોને તેનાથી દૂર રહેવાની શીખ આપી અને આ બદીની વિરુદ્ધ એમની માનસિકતા કેળવી. અંતે ટૂંક સમયમાં આ સામાજિક બદીનો સંપૂર્ણ અંત આવ્યો.

જે લોકો આ સામાજિક બદી નાબૂદ કરવાની ઇચ્છા ધરાવે છે, તેની વિરુદ્ધ ઝુંબેશ ચલાવે છે, અથવા કાયદાના જોરે તેનો અંત લાવવાની આશા રાખે છે તેમણે સૌએ આ અંગે ઇસ્લામી શિક્ષણનો જરૂર અભ્યાસ કરવો જોઈએ અને એ જાણવાની કોશિશ કરવી જોઈએ કે આ બદીને સંપૂર્ણ નાબૂદ કરવામાં ઇસ્લામને મળેલ સંપૂર્ણ સફળતા કયા કારણોને આભારી હતી.

-મુહમ્મદ રઝિયુલ ઇસ્લામ નદવી

# બાળકીઓની હત્યા

વર્તમાન યુગની જે સમસ્યાઓએ આપણા દેશ બલ્કે સમગ્ર વિશ્વનો ભરડો લીધો છે તે પૈકી એક સ્ત્રી-ભ્રૂણ હત્યા છે. બાળકીઓનું અસ્તિત્વ પોતાની સાથે અસંખ્ય સમસ્યાઓ લઈને આવે છે. લોકો એનાથી ગભરાઈ જઈ એવા પ્રયત્નો કરે છે કે બાળકીઓ જન્મે જ નહીં. આ માટે રોજ નવી નવી પદ્ધતિઓ અપનાવવામાં આવે છે. વિજ્ઞાને સાધેલ પ્રગતિના કારણે હવે એવા સાધનો અને મશીનોની શોધ થઈ છે જેના વડે માતાના ગર્ભમાં જ ભ્રૂણ છોકરો છે કે છોકરી તે જાણી શકાય. અને જો એ સ્ત્રી-ભ્રૂણ હોય તો ક્રૂરતાપૂર્વક તેની હત્યા કરી દેવામાં આવે છે. આ પ્રક્રિયામાં માતાનું પોતાનું જીવન ક્યાંક જોખમમાં મૂકાઈ ન જાય એ બાબતની લગીરે ચિંતા કરવામાં આવતી નથી. સમાજ સુધારકો ચિંતિત તો છે પરંતુ આ નિવારણનો કોઈ અસરકારક ઉપાય તેમને જડતો નથી. સરકાર કક્ષાએ વિવિધ કાયદા ઘડવામાં આવ્યા છે જેમાં આ ધૃણાસ્પદ કૃત્ય આચરનારાઓ અને આમાં મદદરૂપ થનારાઓ બન્ને માટે આકરી સજાઓ સૂચવવામાં આવી છે. સરકારી તંત્ર આ સજાઓના અમલીકરણ માટે પ્રયત્નશીલ પણ રહે છે પરંતુ તેના કોઈ પણ પ્રયત્નો પરિણામદાયક નથી નીવડ્યા, આ બદી માનવ સમાજમાં કેન્સરની જેમ ફેલાતી જઈ રહી છે અને સભ્યતાને લૂણો લગાડી રહી છે. એક કવિએ આ પરિસ્થિતિનું આબેહૂબ વર્ણન કર્યું છે:

મર્ઝ બઢતા ગયા જૂં જૂં દવા કી

આ સંજોગોમાં ઈસ્લામ આગળ આવે છે અને સામાજિક રોગના પ્રતિકાર માટે અસરકારક માર્ગદર્શન પૂરૂં પાડે છે. પરિસ્થિતિનું ઊંડું વિશ્લેષણ કરી તે એના કારણો ઉપર પ્રકાશ પાડે છે, તેના માઠા પરિણામોથી ચેતવીને નિવારણના ઉપાયો ચીંધે છે. અગત્યની બાબત એ છે કે આ જ ઉપાયો અપનાવીને ભૂતકાળમાં આ સામાજિક બદી સંપૂર્ણપણે નાબૂદ કરવામાં આવી ચૂકી છે.તેથી ન્યાય અને બુદ્ધિનો એ તકાદો છે કે જે લોકો આ બદીનો નિષ્ઠાપૂર્વક ખરેખર અંત આણવા માગે છે અને તેના નિવારણ માટે ગંભીરપણે પ્રયત્નશીલ છે તેઓ ઈસ્લામે ચીંધેલા નુસ્ખાને અજમાવી જુએ અને તેણે સૂચવેલા ઉપાયોને અમલમાં મૂકે.

## માનવજાતિના અસ્તિત્વ અને સાતત્યની પ્રાકૃતિક વ્યવસ્થા:

આ સૃષ્ટિમાં રંગ, સુગંધ,પ્રવૃત્તિ, આનંદ, ગતિ અને ઉષ્માનું અસ્તિત્વ માનવીના અસ્તિત્વ થકી છે. ખરેખર માનવી જ આ સૃષ્ટિનું સર્વોત્તમ પુષ્પ છે. અલ્લાહે સૃષ્ટિની દરેક વસ્તુનું સર્જન તેની સેવા માટે કર્યું છે. માનવજાતિના અસ્તિત્વ,સંરક્ષણ અને સાતત્ય માટે અલ્લાહે "જવઝિયત"નો કાનૂન અમલમાં મૂક્યો છે. તેણે માનવોમાં જ નહીં બલ્કે પશુ-પક્ષી, વનસ્પતિ અને અન્ય સૃષ્ટિમાં પણ યુગલ બનાવ્યા છે.

سُبْحٰنَ الَّذِیْ خَلَقَ الْاَزْوَاجَ كُلَّهَا مِمَّا تُنْۢبِتُ الْاَرْضُ وَ مِنْ
اَنْفُسِهِمْ وَ مِمَّا لَا یَعْلَمُوْنَ۝ (یٰسٓ:٣٦)

કુર્આનમાં છે: "પવિત્ર છે એ હસ્તી જેણે તમામ પ્રકારના યુગલ પેદા કર્યા. પછી એ પૃથ્વીની વનસ્પતિ પૈકીના હોય અથવા એમની પોતાની જાતિ (અર્થાત્ માનવજાતિ) પૈકીના, અથવા એ વસ્તુઓ પૈકીના જેનું તેમને જ્ઞાન સુધ્ધાં નથી."(સૂર: યાસીન-૩૬)

فَاطِرُ السَّمٰوٰتِ وَالْاَرْضِؕ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا
وَّ مِنَ الْاَنْعَامِ اَزْوَاجًاۚ یَذْرَؤُكُمْ فِیْهِؕ (الشوریٰ:١١)

એક અન્ય સ્થળે કુર્આન કહે છે : "આકાશ અને પૃથ્વીનો સર્જક, જેણે તમારી જાતિમાંથી તમારા માટે યુગલ પેદા કર્યા અને આવી જ રીતે પ્રાણીઓમાં પણ (એમની જ જાતિના) યુગલ બનાવ્યા અને આ રીતે એ તમારા વંશવેલાનો વિસ્તાર કરે છે" (સૂર: અશ્-શૂરા-૧૧)

માનવ યુગલની રચના પુરુષ અને સ્ત્રી વડે થાય છે. એમના સમાગમથી કુટુંબનું એકમ અસ્તિત્વમાં આવે છે. કુટુંબમાં દીકરા, દીકરી, પૌત્ર, પૌત્રીઓ અને અન્ય સંબંધીઓ હોય છે.આ રીતે વંશનો વિસ્તાર થતો રહે છે.

અલ્લાહતઆલા ફરમાવે છે ;

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا وَّ جَعَلَ لَكُمْ مِّنْ
اَزْوَاجِكُمْ بَنِیْنَ وَ حَفَدَةً (النحل:٧٢)

"અને એ અલ્લાહ જ છે જેણે તમારા માટે તમારી જાતિમાંથી જ પત્નીઓ બનાવી અને તેણે જ આ પત્નીઓથી તમને પુત્ર-પૌત્ર આપ્યા."

(સૂરઃ અન્ નહ્લ-૭૨)

બીજી જગ્યાએ ઈર્શાદ છે !

الَّذِیْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّ خَلَقَ مِنْهَا زَوْجَهَا وَ بَثَّ
مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّ نِسَآءً (النساء:١)

"જેણે તમને એક જીવથી પેદા કર્યા અને એ જ જીવથી તેનું જોડું (યુગલ) બનાવ્યું અને આ બંનેથી પુષ્કળ પુરુષો અને સ્ત્રીઓ દુનિયામાં ફેલાવી દીધા."

(સૂરઃ અન્ નિસા-૧)

અલ્લાહ તઆલાએ વસ્તીમાં વૃદ્ધિ અને તેમાં પુરુષો તથા સ્ત્રીઓના સંતુલનની આગવી વ્યવસ્થા કરી છે જે અત્યંત હિકમત-ડહાપણપૂર્ણ છે. આના દ્વારા અલ્લાહની સંપૂર્ણ શક્તિ અને નિરંકુશ મરજી વ્યક્ત થાય છે. એ જેને ઇચ્છે માત્ર દીકરીઓ આપે છે અને જેને ઇચ્છે માત્ર દીકરાઓથી નવાજે છે અને જેને ઇચ્છે છે પુત્ર-પુત્રી બંને આપે છે, અને જેને ઇચ્છે છે તેને બંનેથી વંચિત રાખે છે. દરેક સંજોગોમાં સ્ત્રી અને પુરુષ જાતિમાં સંતુલન જળવાઈ રહે છે.માનવ ઈતિહાસના કોઈ યુગ અને પૃથ્વીના કોઈ ભાગમાં માત્ર પુત્રો જ પેદા થયા હોય અને પુત્રીઓની અછત સર્જાઈ હોય, અને પુત્રીઓ જ પેદા થઈ હોય અને તેમના નિકાહ માટે છોકરાઓ મળ્યા ન હોય એવું નથી બન્યું. કુર્આનિકરીમમાં અલ્લાહના આ પરિપૂર્ણ ડહાપણનો ઉલ્લેખ આ રીતે કરવામાં આવ્યો છે:

لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ يَخْلُقُ مَا يَشَآءُ ؕ يَهَبُ لِمَنْ
يَّشَآءُ اِنَاثًا وَّ يَهَبُ لِمَنْ يَّشَآءُ الذُّكُوْرَةَ اَوْ يُزَوِّجُهُمْ ذُكْرَانًا
وَّ اِنَاثًا ۚ وَ يَجْعَلُ مَنْ يَّشَآءُ عَقِيْمًا ؕ اِنَّهٗ عَلِيْمٌ قَدِيْرٌ ۝
(الشورى:٤٩،٥٠)

"અલ્લાહ પૃથ્વી અને આકાશની બાદશાહીનો માલિક છે. જે ઇચ્છે છે તે પેદા કરે છે, જેને ઇચ્છે છે તેને દીકરીઓ આપે છે, જેને ઇચ્છે છે પુત્રો આપે છે, જેને ઇચ્છે છે દીકરા-દીકરીઓ બન્ને આપે છે અને જેને ઇચ્છે છે વાંઝિયા બનાવી દે છે. તે બધું જ જાણે છે અને દરેક બાબત કરવા માટે શક્તિમાન છે." (સૂરઃઅશ્શૂરાઃ ૪૯,૫૦)

## સૃષ્ટિતંત્રમાં માનવ હસ્તક્ષેપ અસંતુલન ઊભું કરે છેઃ

અલ્લાહતઆલાએ સૃષ્ટિનું તંત્ર મજબૂત કાયદાઓ અને પરિપક્વ સિદ્ધાંતોને આધીન રાખ્યું છે. જ્યારે જ્યારે માનવીએ ઇલાહી કાનૂનોનું ઉલ્લંઘન કર્યું છે તેનું પરિણામ અવ્યવસ્થા સ્વરૂપે આવ્યું છે.

ظَهَرَ الْفَسَادُ فِي الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ أَيْدِي النَّاسِ۔

(الروم:٤١)

"પૃથ્વી અને સમુદ્રમાં બગાડ સર્જાયો છે લોકોના પોતાના હાથોની કમાણી વડે."(સૂરઃઅર્ રૂમઃ૪૧)

માનવીના સર્જનની બાબતમાં અલ્લાહતઆલાએ નિયત કરેલ કુદરતી વ્યવસ્થામાં માનવ-હસ્તક્ષેપથી થનાર ખલેલ અને અસંતુલન આજે આપણે નરી આંખે જોઈ શકીએ છીએ. માનવ સમાજ પણ તેના માઠા પરિણામો ભોગવી રહ્યું છે.

થોડાક સમય પહેલાં વધતી જતી વસ્તીની સમસ્યાને હાઉ બનાવી રજૂ કરવામાં આવી હતી. આ સમસ્યાનો મુકાબલો કરવા માટે કુટુંબ નિયોજનની યોજના શરૂ કરવામાં આવી અને સંતતિ નિયમનનો કાયદો પણ ઘડવામાં આવ્યો. વાત આનાથી આગળ વધી તો હવે જાતિ પરીક્ષણ(Sex Determination)ની કોશિશ કરવામાં આવે છે અને વિવિધ સાધનોની મદદથી એ જાણવામાં આવે છે કે માતાના ગર્ભમાં ઉછરી રહેલ ભ્રૂણ દીકરો છે કે દીકરી ? જો રિપોર્ટમાં દીકરી છે એમ નક્કી થઈ જાય તો તેનું ગર્ભપાત કરાવી નાખવામાં આવે છે, અને તેને જીવનના અધિકારથી વંચિત કરી તેનો અંત આણવામાં આવે છે.

આ ઘટના પૃથ્વીના કોઈ એક ભાગ પૂરતી મર્યાદિત નથી બલ્કે સમગ્ર વિશ્વને તેણે પોતાના ભરડામાં લીધો છે. સમગ્ર માનવજાતિ ઉપર દ્રષ્ટિપાત કરીએ અથવા કોઈ દેશ, કોઈ રાજ્ય અથવા કોઈ શહેરની વસ્તીના આંકડા જોઈએ તો દરેક સ્થળે કુમાર-કન્યાઓના પ્રમાણમાં અસંતુલન જોવા મળે છે. અત્યારે સમગ્ર દુનિયાની કુલ વસ્તીમાં કુમાર-કન્યાઓનું પ્રમાણ ૧૦૦ કન્યાઓની સરખામણીએ ૧૦૩-૧૦૭ કુમારોનું છે.

ફ્રાન્સની નેશનલ ઈન્સ્ટિટયૂટ ઓફ ડેમોગ્રાફિક સ્ટડીઝ (National Institute of Demographic Studies) દ્વારા ઓક્ટોબર, ૨૦૦૫માં ચીનમાં એક સર્વેક્ષણ કરવામાં આવ્યું હતું. આ સર્વેક્ષણ મુજબ ત્યાં કુમાર-કન્યાઓનું

પ્રમાણ ૧૦૦ કન્યાઓ સામે ૧૩૪ કુમારોનું જણાયું હતું. મોજણી અહેવાલમાં એ બાબતની આશંકા વ્યક્ત કરવામાં આવી છે કે જો ચીનમાં કુમાર-કન્યાઓના જન્મ દરનો આ તફાવત ચાલુ રહેશે તો ઈ.સ.૨૦૧૫ અને ઈ.સ.૨૦૩૦ વચ્ચે અઢી કરોડ યુવાનોને જીવન સાથી મળવાની કોઈ આશા બાકી રહેશે નહીં. ઝિનહુઆ સમાચાર સંસ્થાના જણાવ્યા મુજબ ૨૦૦૩માં દેશની ૨૪ કાઉન્ટીઓમાં રાષ્ટ્રીય વસ્તી અને કુટુંબ-નિયોજન કમિશન દ્વારા કન્યાઓની સ્થિતિમાં સુધારો લાવવા માટે એક મહત્ત્વપૂર્ણ કાર્યક્રમ શરૂ કરવામાં આવ્યો છે. આ કાર્યક્રમ અન્વયે માત્ર દીકરીઓવાળા કુટુંબને રોકડ ઇનામ ઉપરાંત અસંખ્ય સામાજિક લાભો આપવાની પણ જોગવાઈ કરવામાં આવી છે. છેલ્લા ત્રણ વર્ષમાં આ કાર્યક્રમ દ્વારા આ કાઉન્ટીઓમાં કુમાર-કન્યાઓનું પ્રમાણ ૧૦૦ની સરખામણીએ ૧૩૩.૮થી ઘટાડીને ૧૧૯.૬ સુધી લાવવાનો લક્ષ્યાંક નક્કી કરવામાં આવ્યો હતો. આ કાર્યક્રમ હવે તમામ રાજ્યો અને વિસ્તારોમાં શરૂ કરવાની યોજના ઘડવામાં આવી છે. (દૈનિક "રાષ્ટ્રીય સહારા", નવી દિલ્હી, ૧૮ ઓગષ્ટ, ૨૦૦૬, પીટીઆઈના સમાચાર)

અન્ય દેશોની સ્થિતિ પણ આનાથી વધુ સારી નથી.

ભારતમાં દર દસ વર્ષે સરકારી સ્તરે વસ્તી ગણતરી હાથ ધરવામાં આવે છે. ઈ.સ.૨૦૦૧માં દેશની વસ્તી એક અબજ, ૨ કરોડ, ૭૦ લાખ, ૧૫ હજારની સંખ્યા વટાવી ગઈ હતી. આમાં પુરુષોની સંખ્યા ૫૩ કરોડ, ૧૨ લાખ, ૭૭ હજાર અને સ્ત્રીઓની સંખ્યા ૪૯ કરોડ, ૫૭ લાખ, ૩૮ હજાર દર્શાવવામાં આવી છે. એમ કહી શકાય કે ૧૦૦ પુરુષોની સરખામણીએ ૯૩ સ્ત્રીઓ છે. ઈ.સ.૧૯૯૧ની વસ્તી ગણતરીમાં આ તફાવત ઓર વધારે હતો.("રાષ્ટ્રીય સહારા", ૭ સપ્ટેમ્બર,૨૦૦૬)

રાજ્યોની દૃષ્ટિએ જોઈએ તો દેશના કેટલાક રાજ્યોમાં કુમાર-કન્યાઓના પ્રમાણમાં ઘણી અસમાનતા છે. આ રાજ્યોમાં સવિશેષ ગુજરાત, મહારાષ્ટ્ર, રાજસ્થાન,પંજાબ, હરિયાણા, દિલ્હી અને હિમાચલ પ્રદેશ ઉલ્લેખનીય છે. આ રાજ્યોમાં એક હજાર કુમારોની સરખામણીમાં કન્યાઓની સંખ્યા ૮૦૦-૯૦૦ વચ્ચે છે. ઈ.સ.૧૯૯૧ની વસ્તી ગણતરી વખતે પંજાબમાં ૧૦૦૦ કુમારોના મુકાબલે કન્યાઓની સંખ્યા ૮૭૫ હતી જે ૨૦૦૧ની વસ્તી ગણતરીમાં ઘટીને ૭૯૩ થઈ ગઈ છે. આમ મહારાષ્ટ્રમાં ઈ.સ. ૧૯૯૧ની વસ્તી ગણતરીમાં ૧૦૦૦

કુમારોની સરખામણીએ કન્યાઓની સંખ્યા ૯૪૮ હતી જે ૨૦૦૧ની વસ્તી ગણતરીમાં ઘટીને ૯૧૭ થઈ ગઈ છે. (રાષ્ટ્રીય સહારા, નવી દિલ્હી, ૨૨ ઓગષ્ટ, ૨૦૦૬, ૭ ડિસેમ્બર, ૨૦૦૬)

શહેરોની વસ્તીના આંકડા જોઈને તો એમાં પણ કુમાર-કન્યાઓના જન્મદરમાં આ જ પ્રમાણેનો તફાવત જોવા મળે છે. રાજસ્થાનના સરહદી વિસ્તાર જેસલમેરની વસ્તીમાં ૧૦૦૦ કુમારોની સરખામણીમાં કન્યાઓની સંખ્યા ૭૮૫ છે. (રાષ્ટ્રીય સહારા, ૯ સપ્ટેમ્બર, ૨૦૦૬) ૨૦૦૧ની વસ્તી ગણતરીમાં આગ્રા ડિવિઝનમાં ૧૦૦૦ કુમારોની સરખામણીમાં કન્યાઓની સંખ્યા ફિરોઝાબાદ જિલ્લામાં ૮૮૭, ઈટા જિલ્લામાં ૮૯૧, આગ્રા જિલ્લામાં ૮૬૬, મથુરા જિલ્લામાં ૮૭૨, હાથરસ જિલ્લામાં ૮૮૬ અને અલીગઢ જિલ્લામાં ૮૮૫ છે. ("રાષ્ટ્રીય સહારા", ૨૯ મે, ૨૦૦૬)

કુમાર અને કન્યાઓ વચ્ચેના પ્રમાણમાં આ વધતા જતા તફાવતને આંતરરાષ્ટ્રીય કક્ષાએ વિચારકો અને સમાજ-સુધારકોને ચિંતિત કરી મૂક્યા છે. દરેક સ્થળે આ અંગે ચિંતા વ્યકત કરવામાં આવે છે અને પરિસ્થિતિમાં સુધારો લાવવાના ઉપાયો વિચારવામાં આવે છે.

## સમાજમાં કન્યાઓનો ઊતરતો દરજ્જો:

કન્યાઓને અવાંછિત મખ્લૂક (સર્જન)નો દરજ્જો આપવામાં આવ્યો છે. તેમનો જન્મ થાય એ અગાઉ જ એમનાથી છુટકારો મેળવવાના પ્રયત્નો કરવામાં આવે છે. આનું બુનિયાદી કારણ એ છે કે સમાજમાં કન્યાઓને ઊતરતો-નિમ્ન દરજ્જો આપવામાં આવ્યો છે. તેમને દીકરાઓના પ્રમાણમાં ઓછી ફાયદાકારક ગણવામાં આવે છે. એમના અસ્તિત્વને માતા-પિતા પોતાના માટે બોજારૂપ હોવાનો અહેસાસ કરે છે. તેમના ઉછેર અને કેળવણી તથા સતીત્વના રક્ષણની ઝંઝટ ઉપરાંત એમના નિકાહમાં પણ મુશ્કેલીઓ આવે છે. આ પ્રસંગે વધુ ખર્ચ ઉઠાવવો પડે છે. આ ઉપરાંત અન્ય ઘણી ગંભીર સમસ્યાઓ પણ છે. જેના કારણે માતા-પિતાને જન્મ પહેલાં જ તેમને ખતમ કરી તેમનાથી છુટકારો મેળવવામાં પોતાની સલામતી જણાય છે.

કન્યાઓ અંગેની આ વિભાવના (Concept) વર્તમાન યુગની દેણ નથી, ભૂતકાળમાં પણ તેમના વિષે માનવીની માનસિકતા આ જ રહી છે.

કુર્આન જણાવે છે કે હઝરત મરિયમની માતાએ માનતા માની હતી કે તેમના ત્યાં જે સંતાન થશે એને દેવળની સેવા માટે સમર્પિત કરી દેશે. એ જમાનામાં દેવળની સેવા પુરુષો કરતા હતા. આથી તેમણે એવી આશા સેવી હતી કે તેમને ત્યાં પુત્ર જન્મશે પરંતુ જ્યારે પુત્રીનો જન્મ થયો તો નિરાશાના કારણે એમની જીભ ઉપર આ શબ્દો આવી ગયાઃ

رَبِّ إِنِّي وَضَعْتُهَآ أُنثَىٰ ... وَلَيْسَ الذَّكَرُ كَالْأُنثَىٰ

(آل عمران:٣٦)

"માલિક, મારે ત્યાં તો છોકરી જન્મી ચૂકી છે અને છોકરો છોકરી જેવો નથી હોતો." (સૂરઃ આલે ઈમરાનઃ૩૬)

## કુર્આનના ઉતરણ કાળની પરિસ્થિતિ :

કન્યાઓની આ જ હૈસિયત આરબ પ્રદેશમાં એ યુગમાં હતી જ્યારે ત્યાં અલ્લાહના નબી હઝરત મુહમ્મદ સ.અ.વ.ને નબી તરીકે મોકલવામાં આવ્યા. લોકો એમને ભારે બોજારૂપ સમજતા હતા અને તેમના પાલન-પોષણ અને ભરણ-પોષણથી ગભરાતા હતા. આનું કારણ એ છે કે તેમની પાસેથી એવી અપેક્ષા નથી હોતી કે તેઓ પુખ્તવયની થઈને આર્થિક દોડધામમાં તેમને મદદરૂપ થશે. તેમના વિષે એવી આશંકા પણ સેવવામાં આવે છે કે જો સગપણ નહીં થાય તો અયોગ્ય વ્યક્તિ (ગેરકુફ્વ અર્થાત્ જે વ્યક્તિ જ્ઞાન, સામાજિક-આર્થિક દરજ્જા, આચાર-વિચારમાં સમોવડી ન હોય) સાથે એનો નિકાહ કરવો પડશે. એ બાબતનો પણ ભય રહેતો હતો કે જો લુંટારૂઓ હુમલો કરશે તો એમને પકડીને લઈ જશે અને તેમને ગુલામ બનાવી લેશે. આ જ કારણે જ્યારે એમના પૈકી કોઈને ત્યાં છોકરી જન્મતી હતી તો તેમનું મોઢું પડી જતું, તેઓ કોઈને પોતાનું મોઢું દેખાડવા લાયક સમજતા ન હતા. તેઓને એ સમજાતું ન હતું કે તેઓ આ બાળકીને જીવતી રહેવા દે અને તેને જોઈને બળાપો કાઢતા રહે અથવા ખાડો ખોદી તેમાં એને દાટી દે અને હંમેશ માટે એનાથી પીછો છોડાવી લે. કુર્આને એ યુગના માનવીની વિચારસરણીની સંપૂર્ણ સમીક્ષા કરી છે અને તેનું ખૂબ અસરકારક ચિત્રણ કર્યું છે.

وَ إِذَا بُشِّرَ اَحَدُهُمْ بِالْاُنْثٰى ظَلَّ وَجْهُهٗ مُسْوَدًّا وَّ هُوَ كَظِيْمٌۚ
يَتَوَارٰى مِنَ الْقَوْمِ مِنْ سُوْٓءِ مَا بُشِّرَ بِهٖ ؕ اَيُمْسِكُهٗ عَلٰى هُوْنٍ
اَمْ يَدُسُّهٗ فِى التُّرَابِ ؕ (النحل:٥٨،٥٩)

જ્યારે એમના પૈકી કોઈને દીકરીના જન્મના શુભ સમાચાર આપવામાં આવતાં તો તેના મોઢા ઉપર કાલિમા છવાઈ જાય છે અને લોહીનો ઘૂંટડો પીને રહી જાય છે. લોકોથી સંતાતો ફરે છે કે આ માઠા સમાચાર પછી લોકોને પોતાનું શું મોઢું દેખાડે. વિચારે છે કે અપમાનપૂર્વક દીકરીને સાથે રાખે અથવા માટીમાં દાટી દે." (સૂરઃ અન્નહલ:૫૮,૫૯)

આરબવાસીઓની માન્યતામાં ફરિશ્તાઓને અલ્લાહની દીકરીઓ ઠેરવવામાં આવતી. કુર્આને તેમની આ માન્યતા ઉપર અનેક સ્થળે પ્રહાર કર્યો છે.(જુઓ સૂરઃઅન્નહલ :૫૭, સૂરઃ બની ઈસ્રાઈલ:૪૦,સૂરઃ અત્તૂરઃ૩૯, સૂરઃ અન્ નજ્મ:૨૧,૨૨) એક સ્થળે એમના સ્વમાનને પડકારીને કહે છે કે તમારી પોતાની હાલત તો એ છે કે તમે પોતાના માટે દીકરીઓ પસંદ નથી કરતા. જો તમારા ત્યાં દીકરી જન્મે છે તો દુઃખના કારણે તમારા ચહેરા ઉપર કાલિમા છવાઈ જાય છે. પરંતુ અલ્લાહની દીકરીઓ પણ હોવાની વાત કહેવામાં તમને બિલકુલ શરમ નથી આવતી. (સૂરઃઅઝ્ઝુખરુફ:૧૬,૧૭) બીજી એક જગ્યાએ કુર્આન કહે છે કે જ્યારે તેમણે ફરિશ્તાઓનું સર્જન પોતાની નરી આંખે નથી જોયું તો કઈ રીતે તેઓ એમને દીકરીઓ ઠેરવી રહ્યાં છે. પરંતુ આ કેટલી વિચિત્ર વાત છે કે જે જાતિ તેઓ પોતાના માટે પસંદ નથી કરતાં એનું આરોપણ તેઓ અલ્લાહ પ્રત્યે કરી રહ્યાં છે.

فَاسْتَفْتِهِمْ اَلِرَبِّكَ الْبَنَاتُ وَلَهُمُ الْبَنُوْنَۙ اَمْ خَلَقْنَا الْمَلٰٓئِكَةَ
اِنَاثًا وَّ هُمْ شٰهِدُوْنَ ۞ اَلَآ اِنَّهُمْ مِّنْ اِفْكِهِمْ لَيَقُوْلُوْنَۙ وَلَدَ اللّٰهُ ۙ
وَ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۞ اَصْطَفَى الْبَنَاتِ عَلَى الْبَنِيْنَ ؕ مَا لَكُمْ ۟ كَيْفَ
تَحْكُمُوْنَ ۞ اَفَلَا تَذَكَّرُوْنَ ۚ (الصّٰفّٰت:١٤٩-١٥٥)

પછી એમને જરા પૂછો કે શું (એમનું હૃદય એ વાત સ્વીકારે છે કે) તમારા રબ માટે તો દીકરીઓ હોય અને એમના માટે દીકરા હોય? શું ખરેખર એ ફરિશ્તાઓને સ્ત્રીઓ જ બનાવી છે અને આ લોકો નજરે નિહાળેલી વાત કહી રહ્યા છે? બરાબર સાંભળી લો, ખરેખર તો આ લોકો પોતાના મનથી ઉપજાવી કાઢેલી આ વાત કહે છે કે અલ્લાહ સંતાન ધરાવે છે અને હકીકતમાં આ લોકો જુઠ્ઠાં છે. શું અલ્લાહે દીકરાઓને બદલે દીકરીઓ પોતાના માટે પસંદ કરી લીધી? તમને શું થઈ ગયું છે? કેવા નિર્ણયો કરો છો? (સૂરઃ અસ્ આફફાત-૧૪૯-૧૫૫)

## દીકરીઓને જીવતી દફનાવવી એક અજ્ઞાનતાપૂર્ણ રિવાજ:

દીકરીઓથી છુટકારો મેળવવા અજ્ઞાનતાના યુગ (ઇસ્લામના આગમન પૂર્વેનો યુગ) માં આરબોના અમુક કબીલાઓમાં એક પ્રથા પ્રચલિત બની હતી જે અત્યંત ધૃણાસ્પદ અને શરમજનક હતી. જો એમના ત્યાં દીકરીનો જન્મ થાય તો તેઓ એને તરત જ મારી નાખતા હતા. આ હેતુ માટે તેઓ વિવિધ ઉપાયો અપનાવતા હતા.

જ્યારે પ્રસૂતિનો સમય નજીક આવતો તો એક ખાડો ખોદી કાઢવામાં આવતો હતો. પછી જે છોકરી જન્મતી તો જન્મના તરત જ એને એ ખાડામાં દાટી દેવામાં આવતી. (ઇબ્ને અબ્બાસ રદિ.)

પુત્રી જન્મતાં જ એને મારીને કૂતરાની આગળ નાખી દેવામાં આવતી હતી. (કતાદા)

- પર્વતના શિખર ઉપર લઈ જઈ ફેંકી દેવામાં આવતી હતી.
- પાણીમાં ડૂબાડી નાખવામાં આવતી હતી.
- ઝબેહ કરી દેવામાં આવતી હતી.

તેને જન્મ્યા પછી જીવતી રાખવામાં આવતી હતી. પછી જ્યારે તે થોડીક મોટી થતી (છ વેંતની) તો એક દિવસ એને ખૂબ શણગારીને રણમાં લઈ જવામાં આવતી હતી. જ્યાં અત્યંત ઊંડો ખાડો ખોદી એમાં ધકેલી દેવામાં આવતી હતી અને ઉપરથી માટી નાખી સમતળ કરી દેવામાં આવતી હતી. (તફસીરે કબીર, ફખરુદ્દીન રાઝી, અલ મક્તબતુત તૌફીકી, મિસ્ર (ઇજિપ્ત)૨૦૪૬, ૩૧/૭૦, અલજામેઆલિ અહકામુલ-કુર્આન(તફસીરે કુર્તુબી, અબૂ અબ્દુલ્લાહ કુર્તુબી અલ હયઅતિલ મિસ્રિયતુલઆમ્મા લિલકિતાબ- ૧૯૮૭,૧૯/૨૩૩)

આરબના તમામ કબીલાઓની આ સ્થિતિ ન હતી બલ્કે અમુક જ કબીલાઓ આ પ્રમાણે અમલ કરતા હતા. એમના નામ હતા : મઝર, ખુઝાઆ અને તઝીમ. બીજી બાજુ એ યુગના અમુક સમાજ-સુધારકોએ આ ગંદી પ્રથા વિરુદ્ધ જોરદાર ઝુંબેશ શરૂ કરી હતી. તેઓ માહિતી મેળવતા રહેતા અને જ્યાં પણ તેમને આવી બાળકીઓની ભાળ મળતી એમના પાલન-પોષણ અને રક્ષણની જવાબદારી લઈ લેતા.અમુક વખતે તો તેઓ એમના માતા-પિતાને અમુક વળતર પણ ચૂકવતા હતા.આવા લોકોમાં સઅસઆ બિન નાજિયા અને ઝૈદ બિન અમ્ર બિન નુફૈલના નામો ઈતિહાસના પાને સુરક્ષિત છે. (તફસીરે કુર્તુબી ૯/૧૧૬, સહીહ બુખારી, કિતાબે મનાકિબુલ અન્સાર, બાબે હદીસ, ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ, રિવાયત નંબર- ૩૮૨૮,અન અસ્મા બિન્તે અબી બક્ર)

## આધુનિક અજ્ઞાનતા:-

બાળકીઓને કતલ કરવાની અજ્ઞાનતાના યુગની યાદ અપાવનારી આ પ્રથા આપણા કહેવાતા આધુનિક સમાજમાં આજે પણ પ્રચલિત છે. આ હેતુ માટે વિવિધ પદ્ધતિઓ અપનાવવામાં આવે છે. અવિકસિત સમાજોમાં તો એ જ જૂનવાણી પદ્ધતિઓ અપનાવવામાં આવે છે. આથી તેઓ ભ્રૂણના જન્મ સુધી રાહ જુએ છે અને જો દીકરો જન્મે તો તેમને વાંધો નથી હોતો; પરંતુ જો દીકરી જન્મે તો તેને યેનકેન પ્રકારે ગમે તે રીતે મારી નાખવામાં આવે છે. રાજસ્થાનમાં જેસલમેરના ગામ દેવડાના એક અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે ત્યાં છેલ્લા સો વર્ષમાં કોઈ છોકરી એટલી મોટી થઈ જ નથી કે તેના લગ્નનો પ્રસંગ આવે. ત્યાં છોકરીઓ જન્મતી ન હતી એવું ન હતું. બલ્કે જન્મતા વેંત જ એમને મારી નાખવામાં આવતી હતી. સામાજિક અને કૌટુંબિક દબાણને વશ થઈને ઘણીવાર આ દુષ્કૃત્ય માતાઓ પોતે જ આચરતી હતી. આથી તેઓ પોતાના દૂધની સાથે બાળકીઓને અફીણ ખવડાવી દેતી હતી, નાક પર રેતીની પોટલી મૂકી દેતી, અથવા મોઢા અને નાકમાં રેતી ભરી દેતી. મોઢા ઉપર રજાઈ અથવા ઓશીકું મૂકી દેતી જેથી ધીમે ધીમે નવજાત બાળકીનો શ્વાસ રૂંધાઈ જાય અથવા તો તેના મોઢામાં ઢગલો મીઠું ભરી દેતી હતી. ("રાષ્ટ્રીય સહારા", નવી દિલ્હી,૯ સપ્ટેમ્બર,૨૦૦૬)

વિકસિત સમાજમાં તો પ્રસૂતિ થતાં સુધીની રાહ પણ જોવામાં નથી આવતી અને બાળકીઓને જન્મ લેવાની તક પણ આપવામાં આવતી નથી. જન્મ અગાઉ જ માતૃભ્રૂણનું પરીક્ષણ કરાવી જાણી લેવામાં આવે છે કે ગર્ભમાં ઉછેર પામી રહેલ બાળક છોકરો છે કે છોકરી. જો છોકરી જણાય તો ગર્ભપાત કરાવી નાખવામાં આવે છે, અખબારોમાં દરરોજ એવા સમાચારો વાંચવા મળે છે કે અપરિપકવ ભ્રૂણના શબ સરોવરમાં તરતા અથવા તળાવના કિનારે પડેલાં મળે છે,અથવા તો અવાવરૂં કૂવા અને ઝાડી-ઝાંખરામાંથી મળી આવે છે.

## વર્તમાન કાનૂનની લાચારી :

માતાના ગર્ભમાં જ ભ્રૂણ હત્યાના વલણને અટકાવવા અને તેની વિરુદ્ધ વાતાવરણ નિર્માણ કરવા માટે બિનસરકારી (સ્વૈચ્છિક) સંસ્થાઓ સક્રિય છે જે દરરોજ વિવિધ ઝુંબેશો ચલાવે છે પરંતુ તેની ઇચ્છિત અસર વર્તાતી નથી. સરકારી કક્ષાએ પણ અમુક કાયદા ઘડવામાં આવ્યા છે. ભારતમાં ઈ.સ.૧૯૯૪માં એક કાયદો ઘડવામાં આવ્યો. આ કાયદાનું નામ Regulation and Prevention of Misuse of Anti-Natal Diagnositc Technique છે. આ કાયદા હેઠળ ટેકનોલોજીના ઉપયોગ દ્વારા જન્મ પહેલાં બાળકની જાતિની માહિતી મેળવવાનું કૃત્ય ગેરકાયદેસર ઠેરવવામાં આવ્યું છે. આ કાયદા મુજબ સર્વોચ્ચ અદાલતે અલ્ટ્રાસાઉન્ડ દ્વારા માતૃગર્ભમાં બાળકની જાતિ (Gender) જાણવાને દંડનીય અપરાધ ઠેરવવામાં આવ્યું છે. આમ છતાં સમગ્ર દેશમાં ફર્ટિલિટી ક્લિનિક ચલાવવામાં આવી રહ્યાં છે, જ્યાં આ ગેરકાયદેસર કામ ચાલે છે અને તેની મારફત કરોડો રૂપિયાનો કારોબાર થાય છે. એક અંદાજ મુજબ દર વર્ષે ૧૦ થી ૧૫ હજારની ફીના અવેજમાં પાંચથી સાત લાખ દીકરીઓની માતૃગર્ભમાં જ હત્યા કરી દેવામાં આવે છે. આના ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે આ કારોબાર એક હજાર કરોડ રૂપિયાનો છે. ("રાષ્ટ્રીય સહારા", નવી દિલ્હી, ૬ જૂન,૨૦૦૬) આ ક્લિનિકો ઉપર સમયાંતરે દરોડા પણ પાડવામાં આવે છે. આ પ્રવૃત્તિમાં સંડોવાયેલા ડોકટરોની ધરપકડ પણ કરવામાં આવે છે, એમની વિરુદ્ધ કેસો પણ ચલાવવામાં આવે છે અને એમને સજા પણ ફટકારવામાં આવે છે. આ તમામ પ્રયત્નો છતાં આ સામાજિક બદી નાબૂદ થઈ શકી નથી એટલું જ નહીં બલ્કે તેને પ્રસરતી અટકાવવામાં પણ સફળતા મળી નથી.

## ઇસ્લામના નિવારક ઉપાયો :

ઈસ્લામ ભ્રૂણ હત્યાને ગંભીર અપરાધ ઠેરવે છે. આના નિવારણ માટે તેણે વિવિધ ઉપાયો અપનાવ્યા છે. સૌપ્રથમ ઈસ્લામ લોક-માનસમાં આ કૃત્યના દુષ્ટ-ખરાબ હોવાની વાત બેસાડે છે. જે આશંકાના કારણે લોકો આ અપરાધ આચરે છે તેનું નિવારણ કરે છે. આ કૃત્ય આચરવા બદલ આખિરતમાં આકરી સજાની ધમકી ઉચ્ચારે છે. બીજી બાજુ દીકરીઓના અસ્તિત્વને ભલાઈ અને બરકતનું કારણ ઠેરવે છે અને એમના પાલન-પોષણ અને ઉછેરની ફઝીલત-મહિમાનું વર્ણન કરે છે. સામાજિક સ્તરે આ ઉપાયો અત્યંત અસરકારક છે. ઈતિહાસ સાક્ષી પૂરે છે કે આ ઉપાયોના અમલ દ્વારા ઈસ્લામે આ બદી સંપૂર્ણપણે નાબૂદ કરી દીધી હતી.

હવે પછી ઈસ્લામના આ શિક્ષણ અંગે થોડીક વિગતે પ્રકાશ પાડીશું.

**માનસિક કેળવણી :-** ઈસ્લામે સૌપ્રથમ અને મહત્ત્વપૂર્ણ કામ પોતાના સંબોધિતોની માનસિકતા કેળવવાનું કર્યું છે. કોઈ પણ કાયદો ત્યાં સુધી અસરકારક નથી નીવડતો જ્યાં સુધી લોકો તેને સ્વીકારવા તૈયાર ન થાય. જે લોકો ઉપર કાયદો લાગુ કરવામાં આવનાર છે તેઓ એના લાભ અને તેને અમલમાં ન મૂકવાના ગેરલાભથી સુપેરે વાકેફ હોવા જોઈએ. એ યુગમાં આરબવાસીઓ પોતાના મઅ્બૂદ (પૂજ્ય)ની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે તેના સ્થાનક ઉપર પોતાના બાળકોની બલિ ચઢાવતા હતા. એમના અમુક કબીલા અનેકવિધ કારણોસર પોતાની બાળકીઓને જન્મ પછી મારી નાખતા હતા. ઈસ્લામે બતાવ્યું કે તેમનું આ કૃત્ય શેતાની અને મુશ્રિકોવાળું છે, પરંતુ શેતાને તેને નયનરમ્ય બનાવી રજૂ કર્યું છે અને તેને ધાર્મિક સ્વરૂપ આપી દીધું છે. જોકે સાચું પૂછો તો આ કૃત્ય તેમના માટે સંપૂર્ણપણે વિનાશક છે.

وَكَذَٰلِكَ زَيَّنَ لِكَثِيرٍ مِّنَ الْمُشْرِكِينَ قَتْلَ أَوْلَادِهِمْ شُرَكَاؤُهُمْ
لِيُرْدُوهُمْ وَلِيَلْبِسُوا عَلَيْهِمْ دِينَهُمْ (الانعام:۱۳۸)

"અને આવી જ રીતે ઘણાં મુશ્રિકો માટે એમના ભાગીદારોએ પોતાની સંતાનની હત્યા આકર્ષક બનાવી દીધી છે જેથી એમને વિનાશમાં સપડાવી દે અને એમના માટે એમનું દીન શંકાસ્પદ બની જાય." (સૂરઃ અલ અન્આમ-૧૩૮)

આ જ સંદર્ભમાં કુર્આન કહે છે કે આ લોકો મૂર્ખામી અને અજ્ઞાનતામાં

જે કૃત્ય આચરે છે તે એમના માટે નુકસાનનું કારણ છે. કોઈ નથી જાણતું કે કઈ સંતાન દ્વારા ભવિષ્યમાં તેને શું લાભ પ્રાપ્ત થવાનો છે અને એ તેના માટે કેટલી ભલાઈ અને બરકતનું કારણ બનશે, કોઈ પણ જ્ઞાન વિના પોતાની જ સંતાનની હત્યા માટે તત્પર રહેવું મૂર્ખામી નથી તો બીજું શું છે ?

قَدْ خَسِرَ الَّذِيْنَ قَتَلُوْٓا اَوْلَادَهُمْ سَفَهًا بِغَيْرِ عِلْمٍ

(الانعام:١٤١)

"ચોક્કસપણે નુકસાનમાં રહ્યા એ લોકો જેમણે પોતાના સંતાનની અજ્ઞાનતા અને નાદાનીના કારણે હત્યા કરી." (સૂરઃઅલ અન્આમ-૧૪૧)

## ગરીબીની આશંકાનું નિવારણ:

આરબના અમુક કબીલાઓ પોતાની દીકરીઓને જન્મતા વેંત જ કબરમાં દાટી દેતા હતા. આનું એક કારણ એ હતું કે તેઓ ભૂખમરા અને ગરીબીમાં છોકરીઓના અસ્તિત્વને બોજારૂપ માનતા હતા. છોકરાઓ તો મોટા થઈ તેમને મદદરૂપ થતા હતા અને જીવનસામગ્રી ઉપલબ્ધ કરવામાં તેમની મદદ કરવા લાયક થઈ જતા હતા. પરંતુ છોકરીઓ મોટી થતાં પણ કંઈ કરતી ન હતી અને પોતાના ખર્ચ માટે પિતા ઉપર જ આધારિત હતી. કુર્આને સ્પષ્ટ કર્યું છે કે રિઝ્ક-આજીવિકાની ચાવીઓ તો માત્ર અને માત્ર અલ્લાહના અધિકારમાં છે. પૃથ્વી પરના તમામ સર્જનની રોજીની જવાબદારી તેણે પોતે લઈ લીધી છે. કોઈ તાકાતવાન હોય કે કમજોર, સાજો-નરસો હોય કે અપંગ, પોતે રોજી કમાવવા માટે દોડધૂપ કરતો હોય કે એનો આધાર કોઈ બીજા ઉપર હોય, તો તેને રોજી-આજીવિકા મળે છે તો અલ્લાહના આદેશ, ઇચ્છા અને તકદીરથી મળે છે.શક્ય છે કે તેણે એક માનવીને બીજા માનવીની રોજી-આજીવિકાનું માધ્યમ બનાવી રાખ્યો હોય. અને એક વ્યક્તિને બીજાના કારણે રોજી-આજીવિકા મળતી હોય. આથી કોઈને બોજારૂપ ગણી તેની હત્યા કરવી એ ઘણી મોટી ભૂલ અને અજ્ઞાનતા છે.

وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ مِّنْ اِمْلَاقٍ ۭ نَحْنُ نَرْزُقُكُمْ وَاِيَّاهُمْ

(الانعام:١٥١)

"અને પોતાની સંતાનની ગરીબીની બીકે હત્યા ન કરો, અમે તમને પણ

રિઝ્ક-આજીવિકા આપીએ છીએ અને એમને પણ આપીશું."

(સૂરઃ અલ અન્આમઃ૧૫૧)

બીજા સ્થળે આ જ બાબત વધુ સ્પષ્ટતાપૂર્વક રજૂ કરવામાં આવી છેઃ

وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ خَشْيَةَ اِمْلَاقٍ ۭ نَحْنُ نَرْزُقُهُمْ وَاِيَّاكُمْ ۭ

اِنَّ قَتْلَهُمْ كَانَ خِطْاً كَبِيْرًا ۝ (بنی اسرائیل:۳۱)

"પોતાની સંતાનની ગરીબીની આશંકાએ હત્યા ન કરો. અમે એમને પણ રિઝ્ક-આજીવિકા આપીશું અને તમને પણ.હકીકતમાં તેમની હત્યા એક મોટી ભૂલ-અપરાધ છે." (સૂરઃ બની ઈસ્રાઈલઃ૩૧)

## છોકરીઓને જન્મતા વેંત દફનાવવાની મનાઈઃ

ઈસ્લામે માત્ર શિક્ષણ અને શિખામણથી જ સંતોષ નથી માની લીધો, બલ્કે છોકરીઓની હત્યાની ગણના એ કાર્યોમાં કરી છે જે અલ્લાહ અને તેના રસૂલે હરામ ઠેરવ્યા છે.

اِنَّ اللّٰهَ حَرَّمَ عَلَيْكُمْ عُقُوْقَ الْاُمَّهَاتِ وَوَاْدَ الْبَنَاتِ وَ مَنْعَ وَهَاتِ

(صحیح بخاری، کتاب الاستقراض، باب ما ینہی عن اضاعۃ المال، حدیث: ۲۴۰۸، کتاب الادب، باب عقوق الوالدین من الکبائر، حدیث: ۵۹۷۵، صحیح مسلم، کتاب الاقضیۃ، باب النہی عن کثرۃ المسائل، حدیث: ۵۹۳)

"હઝરત મુગીરહ બિન શોઅબા રદિ.થી રિવાયત છે કે નબી સલ્લ.એ ફરમાવ્યુંઃ

"અલ્લાહે તમારા માટે હરામ ઠેરવ્યું છે માતા-પિતાની નાફરમાની (અવજ્ઞા) છોકરીઓને જીવતી કબરમાં દફનાવવી અને ઉડાઉ ખર્ચ."

(સહીહ બુખારી, કિતાબુલ ઈસ્તિકરાઝ, બાબે મા યન્હી અન અઝાઅતુલ માલ,હદીસઃ ૨૪૦૮,કિતાબુલ અદબ,બાબ હુકૂકુલ વાલિદૈન મિનલકબાઈર,હદીસઃ ૫૯૭૫, સહીહ મુસ્લિમ, કિતાબુલ અકઝિયા,બાબુન નહ્ય અન કસ્રતુલ મસાઈલ, હદીસઃ૫૯૩)

હઝરત મુગીરહ રદિ.થી જ રિવાયત કરાયેલ એક બીજી રિવાયતમાં આ શબ્દો છે કે આ કામોને રસૂલુલ્લાહ સ.અ.વ.એ હરામ ઠેરવ્યા છે.( સહીહ

બુખારી, કિતાબુર્રિકાક, બાબે મા યકૂરહુ મિન કીલ વ કાલ હદીસ:૬૪૭૩, કિતાબુલ એ'તિસામ, બાબે મા યકૂરહુ મિન કસૂરતિસ્ સવાલ, હદીસ:૭૨૯૨, સહીહ મુસ્લિમ, કિતાબુલ અકઝિયા, બાબુન નહ્ય અન્ કસરતુલ મસાઈલ હદીસ - ૫૯૩).

## આખિરતમાં સખત સજાની ધમકી :

સાથે જ આ દુષ્કૃત્યની ગણના એ કર્મોમાં કરવામાં આવી છે જેના વિષે આખિરતના દિવસે અલ્લાહના દરબારમાં પૂછ-પરછ કરવામાં આવશે અને તેના માટે સજા ફટકારવામાં આવશે. કુર્આને અત્યંત પ્રભાવશાળી અને હૃદય હચ-મચાવી નાખનાર શૈલીમાં આનું ચિત્રણ કર્યુ છે:

وَ اِذَا الْمَوْءٗدَةُ سُئِلَتْ ۝ بِاَیِّ ذَنْۢبٍ قُتِلَتْ ۝ (التکویر:۸،۹)

"અને જયારે જીવતી દફનાવવામાં આવેલ છોકરીને પૂછવામાં આવશે કે તેની હત્યા કયા વાંકે કરવામાં આવી?" (સૂરઃ અત્ તક્વીર:૮,૯)

જે લોકોએ અત્યાચાર કર્યો અને છોકરીની નાહક હત્યા કરી તેમને પ્રત્યક્ષ પૂછવાને બદલે એ છોકરીને પૂછવામાં આવશે કે તેનો જીવ કયા ગુના માટે હણવામાં આવ્યો. આ વર્ણનશૈલીમાં એ રોષ જોવા મળે છે જે અલ્લાહતઆલા તરફથી વ્યક્ત કરવામાં આવશે. તેની નજરમાં દીકરીને જીવતી દફન કરનાર એટલા ધૃણાસ્પદ હશે કે તે એમને પ્રત્યક્ષ સંબોધન પણ નહીં કરે" (તફસીરે કુર્તુબી,૧૯/૨૩૩-૨૩૪,અલ કશ્શાફ,ઝમખશરી,મિસ્ર-ઈજિપ્તમાં મુદ્રિત-૧૯૭૨,૪/૨૨૪)

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ સંતાનની હત્યા ન કરવાની પ્રતિજ્ઞા લેવડાવતા હતા :

રસૂલે અકરમ સલ્લ.સહાબાએ કિરામ રદિ.પાસેથી બૈઅત લેતી વખતે તેમની પાસેથી જે બાબતોનો એકરાર લેતા હતા એમાં એ વાતનો પણ સમાવેશ થતો હતો કે તેઓ પોતાની સંતાનની હત્યા નહીં કરે. આ એકરાર આપ સલ્લ.પુરુષ અને સ્ત્રી બંને પાસેથી લેતા હતા. હુદૈબિયહની સુલેહ-સંધિ-ઝીકાદ ૬ હિજરી પછી અને મક્કાના વિજય (રમઝાન ૮ હિજરી) અગાઉ અનેક મહિલાઓ મક્કાથી હિજરત કરીને મદીના આવી ગઈ. અલ્લાહ તઆલાએ પોતાના નબીને એમની પાસેથી બૈઅત (વફાદારીના સોગંદ) લેવાનો આદેશ આપ્યો. હુઝૂર સલ્લ.ને જે

બાબતો માટે મહિલાઓ પાસેથી બૈઅત (વફાદરીના સોગંદ) લેવાનો આદેશ આપવામાં આવ્યો હોય તેમાં એ બાબતનો પણ સમાવેશ હોય કે તેઓ પોતાની સંતાનની હત્યા નહીં કરે.કુર્આનમાં છેઃ

يَٰٓأَيُّهَا ٱلنَّبِيُّ إِذَا جَآءَكَ ٱلْمُؤْمِنَٰتُ يُبَايِعْنَكَ عَلَىٰٓ أَن لَّا
يُشْرِكْنَ بِٱللَّهِ شَيْـًٔا وَلَا يَسْرِقْنَ وَلَا يَزْنِينَ وَلَا يَقْتُلْنَ
أَوْلَٰدَهُنَّ وَلَا يَأْتِينَ بِبُهْتَٰنٍ يَفْتَرِينَهُۥ بَيْنَ أَيْدِيهِنَّ وَأَرْجُلِهِنَّ
وَلَا يَعْصِينَكَ فِى مَعْرُوفٍ فَبَايِعْهُنَّ وَٱسْتَغْفِرْ لَهُنَّ ٱللَّهَ إِنَّ
ٱللَّهَ غَفُورٌ رَّحِيمٌ (الممتحنة:١٢)

"હે નબી ! જ્યારે તમારી પાસે મો"મિન મહિલાઓ બૈઅત લેવા માટે આવે અને એ બાબતના સોગંદ લે કે તેઓ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર નહીં બનાવે, ચોરી નહીં કરે, ઝિના (વ્યભિચાર) નહીં કરે, પોતાના સંતાનની હત્યા નહીં કરે, પોતાના હાથ-પગ આગળ કોઈ આળ ઘડી કાઢીને નહીં લાવે, અને કોઈ ભલાઈ-નેકીની બાબતમાં તમારી નાફરમાની નહીં કરે, તો એમનાથી બૈઅત લો અને તેમના માટે મગફિરતની દુઆ કરો. નિઃશંક અલ્લાહ દરગુજર ફરમાવનાર અને દયા કરનાર છે." (સૂરઃઅલ મુમ્તહિનાઃ૧૨)

રિવાયતમાં છે કે મક્કાના વિજય પછી રસૂલુલ્લાહ સ.અ.વ.એ હઝરત ઉમર ફારૂક (રદિ.)ને આપ સ.અ.વ.વતી મહિલાઓથી બૈઅત લેવાનો અને એ બાબતોનો એકરાર મેળવવાનો આદેશ આપ્યો જેનો ઉલ્લેખ આ રિવાયતમાં કરવામાં આવ્યો છે (અસ્સીરતુન્નુબવિયહ, ઇબ્ને કસીર,મુદ્રણ,દારૂલ મઅ્રિફત બૈરૂત,ઈ.સ.૧૯૮૩ ૩/૬૦૩) કેટલીક રિવાયતો ઉપરથી જણાય છે કે મદીના પહોંચ્યા પછી હુઝૂર સલ્લ.એ એક પ્રસંગે અન્સારની મહિલાઓને એક મકાનમાં એકઠી કરાવી અને હઝરત ઉમર રદિ.ને એમની બૈઅત લેવા મોકલ્યા. એમણે આં હઝરત સલ્લ.ના પ્રતિનિધિ તરીકે અન્સારની મહિલાઓથી આ જ કલમા ઉપર બૈઅત લીધી. (મુઅત્તા ઇમામ માલિક, કિતાબુલ બૈઅહ, બાબ મા જાઅ ફિલ બૈઅહ, બાબ મા જાઅ ફિલ બૈઅહ, મુસ્નદે અહમદ,૫/૮૫, ૬/૯૦૪)

આ જ પ્રકારની બૈઅત હુઝૂર સ.અ.વ.એ પુરુષોથી પણ લીધી હતી.

મદીનાની હિજરત અગાઉ યસરિબના જે સૌભાગ્યશાળી લોકોએ હજ્જ પ્રસંગે ઉકબા સ્થળે રસૂલુલ્લાહ સ.અ.વ.સાથે મુલાકાત અને આપના હસ્તે બૈઅત લીધી હતી એમાં હઝરત ઉબાદહ બિન સામિત રદિ.પણ સામેલ હતા. તેઓ કહે છે કે રસૂલુલ્લાહ સ.અ.વ.એ અમને કહ્યું:

بَايِعُوْنِىْ عَلٰى اَنْ لَّا تُشْرِكُوْا بِاللّٰهِ شَيْئًا وَلَا تَسْرِقُوْا وَلَا
تَزْنُوْا وَلَا تَقْتُلُوْا اَوْلَادَكُمْ۔

"મારી પાસે પ્રતિજ્ઞા લો એ બાબતે કે અલ્લાહ સાથે કોઈને સામેલ નહીં કરો, ચોરી નહીં કરો, ઝિના નહીં કરો, અને પોતાની સંતાનની હત્યા નહીં કરો."

હઝરત ઉબાદહ રદિ.કહે છે કે આપે આ બાબતો અંગે આપ સલ્લ.ના હસ્તે બૈઅત લીધી, કેમકે બૈઅત-વફાદારીના સોગંદ-એ જ કલમા (બાબત)ની હતી જે બાબતે મહિલાઓ પાસેથી પ્રતિજ્ઞા લેવામાં આવી હતી. (જેનો ઉલ્લેખ સૂરઃ મુમ્તહિનામાં છે). આથી પુરુષોથી લેવાયેલ આ બૈઅતને બૈઅતુન્નિસા નામ આપવામાં આવ્યું.

(સહીહ બુખારી, કિતાબે મનાકિબુલ અન્સાર, બાબે વુફૂદુલ અન્સાર ઈલન્નબી સલ્લ.,હદીસ :૩૮૯૨, કિતાબુલ અહકામ, બાબ બૈઅતુન્નિસા, હદીસ:૭૨૧૩ તેમજ અન્ય સ્થળે, સહીહ મુસ્લિમ, કિતાબુલ હુદૂદ, બાબુલ હુદૂદે કફ્ફારાત લિ અહલિહા, હદીસ:૧૭૦૯)

## છોકરીઓના ઉછેર અને પાલન-પોષણ માટે જન્નતની વધામણી:

બીજી બાજુ ઈસ્લામ એ વિભાવના (Concept)ઉપર જ ઘા કરે છે કે છોકરીનું અસ્તિત્વ બોજારૂપ છે અને તેનો જન્મ વ્યક્તિ માટે મુસીબત અને મુશ્કેલી માટે કારણભૂત છે. બલ્કે તેણે છોકરીનું અસ્તિત્વ સદ્‌ભાગ્ય માટે કારણભૂત ઠેરવ્યું છે અને તેને જન્નત પ્રાપ્તિ માટેનું માધ્યમ બનાવ્યું છે. એ બાબતની ઘણી હદીસોમાં રિવાયત કરવામાં આવી છે જેમાં છોકરીઓનું પ્રસન્નતાપૂર્વક પાલન-પોષણ કરવા, એમનો ખર્ચ ઉઠાવવા અને એમની સાથે સદ્‌વર્તન માટે જન્નતની વધામણી આપવામાં આવી છે. કેટલીક હદીસો નીચે મુજબ નોંધીએ છીએ.

હઝરત અનસ બિન માલિક રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સ.અ.વ.એ.ફરમાવ્યું :

مَنْ عَالَ جَارِيَتَيْنِ حَتّٰى تَبْلُغَا جَآءَ يَوْمَ الْقِيَامَةِ اَنَا وَهُوَ

(وَ ضَمَّ اَصَابِعَهُ) (صحیح مسلم، کتاب البر والصلۃ، باب فضل الاحسان الی البنات، حدیث:۲۶۳۱)

"જે વ્યક્તિએ બે છોકરીઓનું તેમના પુખ્તવય પહોંચતાં સુધી પાલન-પોષણ કર્યું તે કયામતના દિવસે મારી આટલી નજીક હશે (આમ કહેતાં આપે પોતાની બંને આંગળીઓ ભેગી કરી)." સહીહ મુસ્લિમ, કિતાબુલ બિર્ર વલ સિલા, બાબે ફઝલુલ એહસાન ફિલ બનાત, હદીસ:૪ ૨૬૩૧)

બીજી રિવાયતમાં આ શબ્દો છે :

مَنْ عَالَ جَارِيَتَيْنِ دَخَلْتُ اَنَا وَهُوَ الْجَنَّةَ كَهَاتَيْنِ (و اشار

باصبعيه) (جامع ترمذی، ابواب البر والصلۃ، باب ما جاء فی النفقۃ علی البنات والاخوات،

حدیث:۱۹۱۴، صححہ الالبانی)

"જે વ્યક્તિએ બે છોકરીઓનું પાલન-પોષણ કર્યું તો એ અને હું જન્નતમાં આ રીતે પ્રવેશ કરીશું (આ ફરમાવતાં આપે પોતાની બંને આંગળીઓ વડે સંકેત કર્યો)." (જામેઅ તિર્મિઝી, અબ્વાબુલ બિર્ર વસ્સિલા, બાબ મા જાઅ ફિન્‌નફકહ અલલ બનાત વ લ ઈખ્વાત, હદીસ:૧૯૧૪ અલબાનીએ આ હદીસને સહીહ-પ્રમાણભૂત ગણાવી છે.

હઝરત ઈબ્ને અબ્બાસ રદિ. રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લ.એ.ઈર્શાદ ફરમાવ્યો :

مَا مِنْ رَجُلٍ تُدْرِكُ لَهُ ابْنَتَانِ فَيُحْسِنُ اِلَيْهِمَا مَا صَحِبَتَاهُ

اَوْ صَحِبَهُمَا اِلَّا اَدْخَلَتَاهُ الْجَنَّةَ. (سنن ابن ماجہ، ابواب الادب، باب

بر الوالد والاحسان الی البنات، حدیث:۳۶۷۰، حسنہ الالبانی)

"જે વ્યક્તિની બે છોકરીઓ હોય, તે જ્યાં સુધી એની સાથે રહે તે એમની સાથે સદ્‌વર્તન કરતો રહે, તો એ તેના માટે જન્નતમાં પ્રવેશનું માધ્યમ બનશે."

સુનન ઈબ્ને માજહ, અબ્વાબુલ અદબ, બાબ બિર્રુ લવાલિદ વ એહસાન ઈલલબનાત, હદીસ: ૩૬૭૦, અલબાનીએ આ હદીસને હસન ઠેરવી છે.

હઝરત ઉકબાબિન આમિર રદિ. ફરમાવે છેઃ

રસૂલુલ્લાહ સલ્લ.ને મેં આ ઈર્શાદ ફરમાવતા સાંભળ્યા છે :

مَنْ كَانَ لَهُ ثَلَاثُ بَنَاتٍ فَصَبَرَ عَلَيْهِنَّ وَأَطْعَمَهُنَّ وَسَقَاهُنَّ وَكَسَاهُنَّ مِنْ جِدَتِهِ كُنَّ لَهُ حِجَابًا مِنَ النَّارِ يَوْمَ الْقِيَامَةِ.

(سنن ابن ماجہ، ابواب الادب، باب بر الوالد والاحسان الی البنات، حدیث:۳۶۶۹، صحیح الالبانی، مسند احمد، ۴/۱۵۴)

"જે વ્યક્તિની ત્રણ છોકરીઓ હોય તે ધૈર્ય ધરે અને પોતાની હૈસિયત મુજબ એમને ખવડાવે-પીવડાવે, પહેરાવે (તો) એ કયામતના દિવસે એના માટે બચાવનું સાધન બની જશે." (સુનન ઈબ્ને માજહ, અબ્વાબુલ અદબ, બાબે બિર્રુલ વાલિદ વલ એહસાન ઈલલ બનાત, હદીસઃ૩૬૬૯, સહ્હ હલ અલબાની, મુસ્નદે અહમદ,૪/૧૫૪)

ઉમ્મુલ મો'મિનીન હઝરત આયશા રદિ. વર્ણવે છે કે મારી પાસે એક સ્ત્રી આવી. તેની સાથે એની બે પુત્રીઓ હતી. મારી પાસે ત્યારે (તેમને) આપવા માટે માત્ર એક ખજૂર હતી. મેં એને આપી દીધી. તેણે એના બે ટુકડા કરીને અડધા-અડધા ભાગ બન્ને છોકરીઓને આપી દીધા અને પોતે કાંઈ ન ખાધું. પછી ઊભી થઈને જતી રહી. થોડીક વારમાં નબી સલ્લ.પધાર્યા તો મેં આપ સ.અ.વ.ને એ સ્ત્રીની કથા સંભળાવી. આ સાંભળી આપ સલ્લ.એ ઈર્શાદ ફરમાવ્યોઃ

مَنِ ابْتُلِيَ مِنْ هٰذِهِ الْبَنَاتِ بِشَيْءٍ فَأَحْسَنَ إِلَيْهِنَّ كُنَّ لَهُ سِتْرًا مِنَ النَّارِ. (صحیح بخاری، کتاب الزکاۃ، باب اتقوا النار ولو بشق تمرۃ، حدیث:۱۴۱۸، کتاب الادب، رحمۃ الولد وتقبیلہ ومعانقتہ، حدیث ۵۹۹۵، صحیح مسلم، کتاب البر والصلۃ، باب فضل الاحسان الی البنات، حدیث:۲۶۲۹)

"જે વ્યક્તિ આ છોકરીઓના કારણે કોઈ કસોટીમાં તકલીફ મૂકાઈ, એ સ્થિતિમાં પણ તે એમની સાથે સદ્દવર્તન કરે તો એ છોકરીઓ એના માટે જહન્નમથી બચવા માટે આડશ બની જશે."

(સહીહ બુખારી, કિતાબુઝ્ઝકાત, બાબ ઈત્તકૂ નાર વ લ વબિશક્કિતમર, હદીસ :૧૪૧૮, કિતાબુલ અદબ,.રહમતુલ વલદ વલ તકબીલા વ મુઆનિકા, હદીસઃ ૫૯૯૫, સહીહ મુસ્લિમ, કિતાબુલ બિર્ર વસ્સિલહ, બાબુ ફઝલ એહસાન ઈલલ બનાત, હદીસઃ૨૬૨૯)

હઝરત આયશા રદિ.એ વર્ણવેલ આ જ વિષયની એક બીજી રિવાયતમાં છે કે એમણે ત્રણ ખજૂર આપી (શક્ય છે કે આ બીજા પ્રસંગનો બનાવ હોય). એ સ્ત્રીએ બન્ને છોકરીઓને એક એક ખજૂર આપી. ત્રીજી ખજૂર એ પોતે ખાવા જતી હતી ત્યાં એ છોકરીઓ એ પણ માંગવા લાગી. સ્ત્રીએ એ બીજી ખજૂરના (જેને એ પોતે ખાવા માંગતી હતી) બે ટુકડા કર્યા અને અડધા અડધા બન્ને છોકરીઓને આપી દીધા. હઝરત આયશા રદિ.ફરમાવે છે કે મને એ સ્ત્રીનું આ કૃત્ય ખૂબ ગમ્યું. રસૂલુલ્લાહ સ.અ.વ.જ્યારે પધાર્યા તો મેં આપ સલ્લ.સમક્ષ આ બનાવનું વર્ણન કર્યું. આપ સલ્લ.એ ફરમાવ્યું :

إِنَّ اللّٰهَ قَدْ أَوْجَبَ لَهَا بِهَا الْجَنَّةَ أَوْ أَعْتَقَهَا بِهَا مِنَ النَّارِ

(صحیح مسلم، کتاب البر والصلۃ، باب فضل الاحسان الی البنات حدیث: ۲۶۳۰)

"અલ્લાહે એ કૃત્યના બદલામાં એ સ્ત્રી માટે જન્નત વાજિબ કરી દીધી અથવા (ફરમાવ્યું કે) એને જહન્નમથી મુક્તિ આપી દીધી છે.(સહીહ મુસ્લિમ, કિતાબુલ બિર્રે વસ્સિલહ, બાબ ફઝલુલ અહસાન ઈલલ બનાત, હદીસ:૨૬-૩૦)

## છોકરીઓ માટે શિક્ષણ અને કેળવણીનો મહિમા:

હદીસમાં છોકરીઓના શિક્ષણ અને એમના સંસ્કાર સિંચન-કેળવણી ઉપર પણ ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. આ ઉપરાંત તેની અસાધારણ ફઝીલત-મહિમાનું પણ વર્ણન કરવામાં આવ્યું છે. એ હદીસો મુજબ જે વ્યક્તિ એમની ભૌતિક જરૂરિયાત સંતોષવા ઉપરાંત એમને વિનય-વિવેક અને સંસ્કારનું શિક્ષણ આપે, એમની કેળવણી કરે અને એમને વિદ્યા અને ડહાપણ-બુદ્ધિમત્તાના આભૂષણોથી આભૂષિત કરે છે તે પોતાના માટે જન્નતની ખાતરી મેળવી લે છે. કેટલીક હદીસો નીચે પ્રમાણે છે:

'હઝરત અબૂ સઈદ ખુદરી રદિ.થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લ.એ ઈર્શાદ ફરમાવ્યો :

مَنْ عَالَ ثَلَاثَ بَنَاتٍ فَأَدَّبَهُنَّ وَ زَوَّجَهُنَّ وَ أَحْسَنَ إِلَيْهِنَّ
فَلَهُ الْجَنَّةُ.

(سنن ابی داود، کتاب الادب، باب فی فضل من عال یتیما، حدیث نمبر ۵۱۴۷، علامہ البانی نے اسے ضعیف قرار دیا ہے)

"જે વ્યક્તિએ ત્રણ છોકરીઓનું પાલન-પોષણ કર્યું, તેમને સંસ્કાર આપ્યા,

એમના લગ્ન કર્યા અને એમની સાથે સદ્‌વર્તન ચાલુ રાખ્યું તો એના માટે જન્નત છે.”

(સુનન અબી દાઉદ, કિતાબુલ અદ્‌લ, બાબ ફી ફઝ્‌લ મિન આલ યતીમા હદીસઃ૫૧૪૭, અલ્લામહ અલ્બાનીએ આ હદીસને ઝઈફ-અપ્રમાણભૂત ગણાવી છે.)

એક બીજી હદીસ જે હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.એ રિવાયત કરી છે તેમાં આં હઝરત સલ્લ.એ ઈર્શાદ ફરમાવ્યો :

مَنْ عَالَ ثَلَاثَ بَنَاتٍ اَوْ مِثْلَهُنَّ مِنَ الْاَخَوَاتِ فَاَدَّبَهُنَّ وَ
رَحِمَهُنَّ حَتّٰى يُغْنِيَهُنَّ اللّٰهُ اَوْجَبَ اللّٰهُ لَهُ الْجَنَّةَ

“જે વ્યક્તિએ પોતાની ત્રણ પુત્રીઓ અથવા ત્રણ બહેનોનું ભરણ-પોષણ કર્યુ, એમને વિનય-વિવેક શીખવાડ્યાં, એમની સાથે સહાનુભૂતિપૂર્ણ વ્યવહાર કર્યો, એટલે સુધી કે અલ્લાહે તેમને કોઈની ઓશિયાળી ન રાખી, તેના માટે અલ્લાહે જન્નત વાજિબ કરી દીધી.

રિવાયત કરનાર કહે છે કે આ સાંભળી એક વ્યક્તિએ અરજ કરી કે હે અલ્લાહના રસૂલ સ.અ.વ ! જો કોઈને બે દીકરીઓ અથવા બે બહેનો હોય અને તે એમની સાથે આવું વર્તન કરે ? આપ સલ્લ.એ ફરમાવ્યું : તેના માટે પણ આ જ વળતર/ બદલો છે. રિવાયત કરનાર એમ પણ કહે છે કે જો હાજર પૈકીના કોઈએ એક છોકરી અથવા બહેન સાથે સદ્‌વર્તન અંગે પ્રશ્ન કર્યો હોત તો પણ આપ આ જ જવાબ આપત.” ( શરહુસ્સુન્નહ,અગવી, કિતાબુલ બિર્રવસ્સિલહ, બાબ સવાબ કાફિલુલ યતીમ, હદીસઃ૩૪૫૭, આ હદીસનો ઝઇફ- અપ્રમાણભૂત છે.

ઈસ્લામનું આ શિક્ષણ સમાજમાં છોકરીઓને જે મહાનતા અને ઉચ્ચ સ્થાન બક્ષે છે તેના કરતાં વધુ ઊંચા સ્થાનની કલ્પના શક્ય નથી. જે સમાજમાં છોકરીઓના અધિકારો છીનવી લેવામાં આવ્યા છે અથવા તો એમને ઊતરતો દરજ્જો આપવામાં આવ્યો છે, તેમણે એમની પરિસ્થિતિ સુધારવા, એમનો દરજ્જો ઊંચો લાવવા અને તેમની પ્રતિષ્ઠા વિહીનતા દૂર કરવા માટે ઈસ્લામના શિક્ષણની રોશનીમાં આગળ વધવું જોઈએ.

---